ઉર્ફે

# ખંભાતના મહારાજ.


પ્રકટકર્તા.

માસ્તર કાસમભાઈ સુલેમાનભાઈ.

તંત્રી, "વનિતા વિનોદ" કડી (બરોડા સ્ટેટ).



અમદાવાદ—શ્રી અમરસિંહજી પ્રેસમાં

પઠાણ નુરખાન અમીરખાન વકીલે

આવૃત્તિ.

પ્રત ૫૦૦

૭૦૩૨

# સાધુ હૃદયની તુલના.

## ગોપાલદાસ મહારાજનું જીવનચરિત્ર.

ખંભાતના જેરામદાસના ગુરૂ ગોપાલદાસજીની હકીકતની એક નાની ચોપડી યતિ મુકુન્દાશ્રમજીએ પ્રકટ કરેલી જોવામાં આવી. તેમાં મુસલમાની ધર્મ તલવારના જોરથી ફેલાએલો છે, વગેરે બાબત લખવા ઉપરાંત પીરસાહેબ ઉપર પણ કેટલીક ટીકા કરેલી છે. આ ચોપડીના જવાબમાં કાંઇક લખવાનો અમારો વિચાર હતો. પણ એ વિષે પીર સાહેબની પરવાનગી માગતાં તેમણે તેમ કરવા ના પાડી અને કહ્યું કે, "ગોપાલદાસના શિષ્ય જેરામદાસજી છે તે સારા માણસ છે પણ જેવા ગોપાલદાસજી અમારા ખાનદાનથી વાકેફ હતા તેવા જેરામદાસજી નથી તેથી તેમની આપણે કસુર કહાડી શકતા નથી. તેઓ હાલ જુવાન ઉમરના છે તેથી તેમની સમજ પ્રમાણે ચોપડીમાં લખ્યું અગર લખાવ્યું હશે. અને મુકુન્દાશ્રમજીએ છપાવ્યું હશે. તેમણે જેવી રીતે લખ્યું તેમ આપણે લખીએ તો તે ઠીક લાગે નહિ. તેમના લખવા તરફ આપણે જોવાનું નથી. આપણે તો આપણું કર્તવ્ય કરવાનું છે. અમને તેમના તરફ તથા મુકુન્દાશ્રમજી તરફ જરા પણ માઠી લાગણી નથી. અમારે માટે

એથી પણ વધારે લખ્યું હોત તો અમે તો ઉપકારજ માનત. કારણ કે ટીકાઓથી માણસ પોતાને ઘણે દરજ્જે સુધારી શકે છે. એ ચોપડી માંહેની ટીકાથી આપણે નારાજ થવાનું નથી. કારણ કે જો કાંઇ ખામી આપણામાં હશે તો તે દુર થઇ જશે. આપણે તમોગુણ દેખાડીએ તો પછી આપણે આપણું તેમ બીજાનું ભલું કરી શકવાની સ્થીતિમાં રહી શકતા નથી. માટે એવી સ્થીતિમાં ન આવીએ એ પ્રમાણે આપણે વર્તવું જોઇએ. આપણા વિષે કોઇ ગમે તે કહે, ગમે તે લખે તો પણ તેના તરફ રાગદ્વેષ રાખવો એ શાંત માણસનું કામ નથી. આપણે માત્ર મ્હોડેથી વાતો કરવાની નથી પણ આપણું વર્તન પણ તેવુંજ રાખવાનું છે. આપણે મ્હોડે ગમે તેટલું સારૂં બોલીએ પણ તેવી રીતે ચાલીએ નહિ તો આપણે માલીકની નજરમાં ખરા કહેવાઇએ નહિ. અમારી ગાદીના સેવકોને એ ચોપડીમાંની ટીકાઓથી માઠું લાગ્યું હોય તો તેમણે મનમાંથી કહાડી નાખવું. આપણે દુનિયામાં મોટાઇ મેળવવાની ઇચ્છા રાખતા નથી. માલીક પોતાના ખરા સેવક તરીકે કબુલ કરે તો આપણે માટે બસ છે. આપણે બીજી કોઇ વ્યક્તિ કે ધર્મનાં છિદ્રો ખોળવાનું કામ નથી. ઉલટ આપણા માલીક તરફના આપણા ચાહ અને તાબેદારીને લઇને એવા લખાણથી આપણા મનમાં જરા પણ ખોટી લાગણી પેદા થવા દેવાની નથી. આપણે જ્ઞાન માર્ગમાં આગળ વધવા ઇચ્છા રાખીએ છીએ તો જો આવી "હું", 'તું" ની બાબતમાં સપડાઇ શું તો પછી દુનિયા પાછળજ ફાંફાં મારવામાં પડી જઇશું. માટે તેવું કામ આપણા ભાગ ન આવે તેને માટે માલીકની પ્રાર્થના કરવી જોઇએ. માલીક એટલા માટે આપણને જ્ઞાન આપતો નથી કે આ-

પણે બીજાનું હલકું બોલીએ. હલકું હૃદય રાખવું નહિ કે જેથી હલકા વિચાર પેદા થાય. ઉચ્ચ વિચારોજ આપણને આગળ વધારશે. આપણા અંદરના શત્રુઓ છે તે જ્યારે જોર મારે છે ત્યારેજ આપણે તેમના કાબુમાં આવી આપણું મન શાંત રાખી શકતા નથી. પણ આપણે તેમના કાબુમાં આવી જઇએ તો આપણે આપણા જ્ઞાનથી આઘા છીએ. જેમ કોઇ આપણા વખાણ કરે તેથી ફુલાઇ જવાનું નથી તેમ કોઇ ભુંડું બોલે તેથી નારાજ પણ થવાનું નથી એ સિદ્ધાંત આપણે યાદ રાખવાનો છે. આપણા શિક્ષણ પ્રમાણેજ આપણે ચાલવાનું છે. અને એ પ્રમાણે આપણે ચાલીશું તોજ આપણું કલ્યાણ થવાનો સંભવ છે." વિગેરે પીર સાહેબ ફરમાવે છે. જેરામદાસજીની ચોપડીમાં વાપરેલા શબ્દો અને પીર સાહેબના આ ઉપલા શબ્દોની સરખામણી કરવાથી ટીકાઓનો જવાબ નિકળી આવે છે. ટીકા કરતારના મન અને ટીકા સહન કરનારના મનની અહીં ખરી પરિક્ષા થઇ જાય છે. અહીં અમે એટલું તો જણાવ્યા વિના રહી શકતા નથી કે એ ચોપડીમાં જે ટીકા કરવામાં આવી છે તે શુદ્ધ હૃદયનો અભાવજ બતાવી આપે છે. જેરામદાસજી જો પોતાને અમુક હિંદુ વર્ગના ગુરૂ તરીકે માનતા—મનાવતા હોય તો તેમણે પોતાનું હૃદય હજી વધારે શુદ્ધ અને વધારે પવિત્ર બનાવવાની જરૂર છે. કારણ કે, ગુરૂને તેની સ્થુલ દેહના વજનના વધારાથી નહિ પણ કેવળ ગુણના વધારાથીજ ગુરૂ માનવામાં આવે છે. બ્રાહ્મણ ઉંચી જાતના ગણાય છે પણ જો કોઇ બ્રાહ્મણ ખોટાં કર્મ કરી વટલાઈ જાય તો તે બ્રાહ્મણ રહેતો નથી તે જન્મેલો તો બ્રાહ્મણના પેટથી જ હોયછે પણ માઠા કૃત્યથી તેનું બ્રાહ્મણ પણું ન

થઇ જાય છે. પણ જો સારાં કર્મ, જે બ્રાહ્મણનાં ગુણ છે, તે ધારણ કરે તો જ તે બ્રાહ્મણ રહી શકે છે. આથી સાફ જણાય છે કે બ્રાહ્મણ પણું બ્રાહ્મણના પેટે પેદા થવામાંજ રહેલું નથી. પણ સારાં જ્ઞાનમય કર્મ કરવામાંજ રહેલું છે. તો આથીજ જેરામદાસજી જોઇ શકશે કે, પોતાના અને પીરસાહેબના હૃદય કર્મ અને ઉદારતામાં કેટલો અંતર છે. કદાચ દુરાગ્રહના ભોગ થઇ પડેલાં હૃદયો સત્ય વસ્તુ જોઇ ન શકે; તોપણ તટસ્થ વાંચકને તો સહજ જણાઇ આવે તેવું છે.

અમારૂંજ સારૂં એવું માનનારા અમે નથી, માલીકના નામ ઉપર એક નિષ્ઠાથી રહેનારા સર્વજનો તરફ અમો માનની નજરથી જોનારા છીએ. પણ જગત તુલના કરી શકે એટલાજ અર્થે આટલી હકીકત પ્રકટ કરવાની જરૂર ધારી છે.

પીર સાહેબના હૃદયમાં ઉદારતા કેટલી હદે ભરપુર રહેલી છે તે વાંચક સહેજ જાણી શકશે.



# વનિતા વિનોદ

એટલે

## તફરીહુન્-નિસ્વાન.



# THE VANITA VINODE.

## A monthly for Ladies.

બાનુઓ માટે ઇસ્લામી એડીટરના હસ્તક પ્રકટ થતું આ એકજ માસિક છે. તે દર મહિને બનતાં સુધી નિયમીત બાહાર પડે છે, તેમાં હીંદુ બાનુઓનાં લખાણો આવે છે એટલુંજ નહિ પણ મુસલમાન બાનુઓએ પણ લખવાનું શરૂ કર્યું છે. સાંસારિક, ધાર્મિક, નૈતિક વગેરે વિષયોનાં ઉપયોગી લખાણો આવે છે. વડોદરા રાજ્યમાં સઘળી પ્રાથમિક નિશાળો તથા લાયબ્રેરીઓ માટે મંજુર થએલું છે. લવાજમ હીંદુસ્તાન માટે રૂ. ૧॥ અને પ્રદેશ માટે રૂ. ૨), નમુનાની નકલની કીમત રૂ. ૦-૩-૦.


માસ્તર કાસમભાઇ સુલેમાનભાઇ.

તંત્રી વનિતા વિનોદ-કડી.

રાજ્ય વડોદરા.


